# પૃથક્ પૃથક્ માણસોને
# સુવાર્તાનો ઉપદેશ કરવાની
# રીત.

કિમ્મત ૬ પાઇ.

# Personal Evangelism.

# પૃથક્ પૃથક્ માણસોને સુવાર્તાનો ઉપદેશ કરવાની રીત.

મૂળ લેખક :

ડૉ. ઈ. સ્ટેનલી જોન્સ.

---

## અભ્યાસક્રમ.



## પ્રકરણ ૧.

## શા માટે મારે તે કરવું જોઇએ ?

૧. કારણ કે ખ્રિસ્તે તે કર્યું છે. જો હું તેની પાછળ ચાલનાર છું તો મારે પણ તેને પગલેજ ચાલવું જોઇએ. તે દરરોજ પોતાનું જીવન બીજાઓને અર્થે ખરચે છે. જો હું પણ તેમ કરતો નથી તો હું ખ્રિસ્તી હોઇ શકતો નથી.

૨. કારણ કે કોઇ ખ્રીસ્તી માણસે તેને જે જીવન ખ્રીસ્તથી મળ્યું છે તે વિષે મને કહ્યું છે. તેથી ફરજ પડે છે કે, મારે પણ મારૂં ખ્રિસ્તી જ્ઞાન બીજાને આપવું જોઇએ.

૩. **કારણ કે દીવી તળે દીવો મુકવાથી તે બુઝાઇ જાય છે.** જો હું બીજાને ખ્રીસ્ત વિષેનું મારૂં જ્ઞાન વહેંચી ન આપું તો તે મને પણ ઉપયોગી થઇ પડશે નહિ. મનનો એવો એક નિયમ છે કે નહિ ઉચ્ચારેલી વાત મનમાંજ રહી જાય છે—નષ્ટ થાય છે. જો હું મારૂં ખ્રિસ્તી જીવન બીજાઓની આગળ પ્રદર્શિત કરીશ નહિ તો તેનો જરૂર લોપ થશે. કોઇ પણ વાત પ્રગટ કરવાથી તેની અસર દૃઢ થાય છે.

૪. **કારણ કે તારણ પામેલાઓની મારફતે ખ્રિસ્ત બીજાઓને તારવા ઇચ્છે છે.** એ સિવાય તેની પાસે કોઇ પણ બીજી રીત છેજ નહિ. ઇસુ સંબંધી આ વાર્તા કહેલી છે:—મરણમાંથી ઉત્થાન પામ્યા બાદ ઇસુ એક વખતે ગાબ્રીએલ દૂતની સાથે પોતાના મહિમાનાં ક્ષેત્રમાં ફરતો હતો ત્યારે દૂતે વિચારપૂર્વક પૂછ્યું કે, "સ્વામી, આપે જગતમાં રહીને અનહદ દુઃખ વેઠ્યું, દુનિયાને કાજે મૃત્યુ પામ્યા, તો તે બીના આખી સૃષ્ટિને જણાવવાને માટે કેવી વ્યવસ્થા કરવામાં આવી છે?" સ્વામીએ પ્રત્યુત્તર વાળ્યો કે, "પીતર તે વ્યવસ્થા વિષે જાણે છે, અને તેણે બીજાઓને તે જણાવવાનું છે, અને તેઓએ બીજાઓને જણાવવાનું છે અને એમ આખી સૃષ્ટિ તે સંબંધી જાણે ત્યાં સુધી તે જણાવ્યા કરવાનું છે." દૂત આશ્ચર્યચકિત સ્વરે બોલ્યો કે, "પણ ધારો કે પીતરથી કંઇ ગફલત થાય તો તેનું શું?" સ્વામીએ નમ્ર સ્વરે પ્રત્યુત્તર આપ્યો કે, "મારી પાસે એ સિવાય બીજો કોઇ પણ ઇલાજ નથી; કારણ કે પીતર ઉપરજ મારો સર્વ આધાર છે." દેવની પાસે બીજો કોઈ ઇલાજ નથી. તે તો તમારા ઉપરજ આધાર રાખે છે. જો તમે ગફલત કરશો તો ઇસુ ખ્રિસ્તનું કામ નિષ્ફળ જશે.

એક વાર્તા આ પ્રમાણે છે:—એક ડૉક્ટર એક વખતે પોતાના ઘરના દરવાજાના પગથીઆ પાસે ફરતો હતો તેવામાં તેણે એક પગ ભાંગેલા કુતરાને જોયો. તે ડૉક્ટરે તે લંગડા કુતરાને ઘરમાં લીધો અને જોયું તો તેનો એક પગ ભાંગી ગએલો હતો. ડૉક્ટરે તેના ભાંગેલા પગ પર પાટો બાંધ્યો. કુતરો પહેલાં હતો તેવોજ સાજો થઇ ગયો ત્યાં સુધી ડૉકટરે તેની બરાબર સારવાર કીધી હતી. સારૂં થયા બાદ કુતરાને છોડી મૂકવામાં આવ્યો. થોડાજ દિવસ પછી ડૉક્ટરે પોતાના દરવાજા પર કંઇક અવાજ થતો સાંભળ્યો, અને જેવો તે દરવાજા પાસે આવે છે તો જે કુતરાને પોતે સાજો

કર્યો હતો તેને બીજા એક નાના કુતરાની સાથે ઉભેલો જોયો. આ બીજો કુતરો લંગડો હતો જેને સાજો કરાવવા માટે પેલો સાજો થએલો કુતરો લઇને આવ્યો હતો. ખરેખર આપણા અંતઃકરણનું શુદ્ધ અને સાચું ઉપકારીપણું જે આપણે જાતે અનુભવીએ છીએ તેનો બીજાઓને અર્થે ભાગ આપવાને માટે આ વાર્તા આપણને નમુનારૂપ છે.

**શાસ્ત્રવાંચન:**—યોહાન ૧ ; ૧-૪૨ : ૪ ; ૧-૨૬.

**ઉપાસના:**—ઓ ખ્રિસ્ત, તું જે મારો મિત્ર, તે તું મારા મિત્રને તારી પાસે દોરી લાવવાને મને સહાય કર. મારો હાથ તારા પ્રેમાળ હાથમાં લઇને અસરકારક શબ્દો બોલવાને મને હિમ્મત આપ. તેં તો તારૂં જીવન મારામાં રેડી દીધું છે. મને જે પ્રાપ્ત થયું છે તે બીજાઓને પમાડવાને હું જાઉં છું. તારા નામની ખાતર મને સહાય આપજે. આમેન.

## પ્રકરણ ૨.

## મને કયા કયા પ્રસંગો મળે છે?

૧. ઘણું કરીને દરેક વ્યક્તિમાં મનુષ્યસ્વભાવ સરખો હોય છે. તમારી કમજોર સ્થિતિમાં બીજી જોરાવર વ્યક્તિ તમને મદદ કરે એમ ઘણીએ વાર શું તમે તમારા મનમાં ચાહતા નથી? પાડી નાખનાર પાપ સામે જય મેળવી જયવાન જીંદગી ગાળવાને તમે શું કોઇની પણ મદદ ચહાતા નથી? અલબત, તમે તે ચાહો છો. તમારા દિલોજાન દોસ્તમાં, મિત્રમાં અને દરેક માણસના અભ્યંતરમાં તેવી ઈંતેજારી હોય છે તે યાદ રાખો. જે વ્યક્તિને ઇસુ પાસે લાવવાનો વિચાર તમે રાખો છો તેના મનમાં એવી અભિલાષા છે કે જે તેને મેળવવાના કામમાં તમને તે મદદરૂપ થઈ પડશે. તમારા પ્રયત્નમાં તે અભિલાષા ઉપયોગી થઇ પડશે.

૨. જે મૈત્રી જીંદગીના ઉંડામાં ઉંડા ભાગમાં પ્રવેશ કરતી નથી, અને વળી જે આત્મિક જીવનમાં પોતાનો ભાગ ભજવતી નથી તે મૈત્રી ચિરસ્થાયી કે સાચી ગણી શકાયજ નહિ. જો તમે ખ્રિસ્તમાં મિત્રો નથી તો તમે ખરા અને સાચા મિત્રો નથી.

૩. આ બાબત સંબંધી તમે પોતે શું કરવાના છો તે જોવાની ખાતરજ કદાપિ તમારો મિત્ર થોભી રહ્યો છે. એક કુમારિકાનું ખરેખર ગૌરવી બદલાણ થયું હતું. તે કુમારિકા તેના મિત્ર પાસે આવીને બોલી, "હું તો તારી મારફતે ખ્રિસ્તી થઈ શકત. મને ખાતરી હતી કે તું ખ્રિસ્તી છે જેથી કરીને મેં ઘણીએ વાર ઇચ્છયું કે ખ્રિસ્તી થવા માટે તું મને કંઇ પણ વાત કરે; પણ તેં તો તે પ્રમાણે કર્યુંજ નહિ, તેથી હું બીજા પાસે ગઈ અને તેણે મને ખ્રિસ્તી થવા સંબંધીની વાત કરી, અને હવે હું ખ્રિસ્તને શરણે આવી ચુકી છું; પણ જો તેં યત્ન કર્યો હોત તો તારી મારફતે હું તો ખ્રિસ્તી થઈ હોત."

૪. હિન્દના ઇતિહાસના ખાસ કટોકટીના વખતમાં આપણે હૈયાત છીએ. જુના ધર્મ ઉપરનો વિશ્વાસ અને તેના આશયો ઘટતા જાય છે. ઘણાનાં હૃદયોમાં નૈતિક અને આત્મિક દોરવણીનો ખુલ્લેખુલ્લો માર્ગ શોધવાની ઉત્કંઠા છે. જુના ધર્મનાં મૂળતત્ત્વો તે આપી શકતા નથી. કોઇક

નવીન જીવનદાયી શક્તિની જરૂર છે. આપણે જાણીએ છીએ કે, તેવી શકિત માત્ર ખ્રીસ્તમાંજ છે.

એક વખતે સભા ખલાસ થયા પછી લેખકે એક હિન્દુ સદ્‌ગૃહસ્થને પુછ્યું કે, "ઇસુ ખ્રિસ્તને તમારૂં પોતાનું અર્પણ કરવાને શું તમે ચહાતા નથી ?" તે ગૃહસ્થે જવાબ વાળ્યો કે, "ઇસુ ખ્રિસ્તની પાસે આવવાને હું ચાહું છું, પણ તેની પ્રથમ ઓળખાણ કરાવી આપે એવું મારી પાસે કોઇ નથી." મેં તેને ઘણીજ ખુશીથી કહ્યું કે, "હું તમારી ખ્રીસ્તની સાથે મુલાકાત કરાવીશ." ખ્રિસ્તની મુલાકાત કરવા માટે ઘણા જણ કોઇએક મુલાકાત કરાવનારની રાહ જોયા કરે છે; શું તમે તે કામ કરવા ચાહો છો ?

**શાસ્ત્રવાંચન:**—પ્રે. કૃ. ૮; ૨૬-૪૦: ૧૬; ૯, ૧૦. ૧ કરીં. ૧૬; ૯. પ્રકટી. ૩; ૮.

**ઉપાસના:**—હે પ્રભુ, તેં મારી સામેજ મનુષ્યોનાં હૃદયમાં દાખલ કરનાર દ્વાર ખુલ્લું મુક્યું છે. મારા મિત્રના હૃદયમાં મમતા તથા પ્રીતિથી પ્રવેશ કરવાને મને મદદ કર. મારા બીજા દૈવી મિત્રની, એટલે મારા પ્રભુ ઇસુની મુલાકાત કરાવી આપવાને મને મદદ કર. જો એવા પ્રસંગો આવતા ન હોય તો તેવા પ્રસંગો ખોળી કહાડવાને માટે મને મદદ કર. જો મારા મિત્રો આતુર અને ઉત્કંઠિત ન હોય તો તેમને આપેલા મ રા તેડાથી અને મારા જીવનથી તેમનામાં આતુર ઇચ્છા અને ઉત્કંઠિત હૃદય ઉત્પન્ન કરાવી આપવાને મને મદદ કર. તેનાજ નામમાં માગું છું. આમેન.

## પ્રકરણ ૩.

## આ કામ કોણે કોણે કર્યું છે?

ખ્રિસ્તી ધર્મનો પ્રથમ ફેલાવ આવીજ રીતે પૃથક્ પૃથક્ વ્યક્તિઓમાં થયો હતો. ખ્રિસ્તે પોતાના શિષ્યોને પણ છુટક છુટક ખાસ વાતો કરીને તેડયા હતા. તેજ પદ્ધતિએ પોતાના શિષ્યોને કાર્ય કરવાને માટે મોકલ્યા હતા. હાર્નાક સાહેબ કહે છે કે, "એ વાત નિઃસંશય છે કે ખ્રિસ્તી ધર્મની પ્રથમની જીત તે તો "દીક્ષા નહિ પામેલા' મિશનેરીઓનોજ પ્રતાપ છે. જો ખરેખર "દીક્ષા નહિ પામેલા" મિશનેરીઓનાં હૃદયોમાં પોતાના ધણી પર પ્રેમ હોય તો તેમનાથી પ્રભુને સારૂ આજના જમાનામાં ઉત્તમોત્તમ કામ થાય એમ છે. આંદ્રીઆએ પીતરને ખ્રિસ્તની પાસે આણ્યો; માર્ટીન લુથરનું બદલાણ એક અપ્રસિદ્ધ સાધુથીજ થયું હતું. પીતર બોહલરે વેસ્લી સાહેબને નવીન જન્મ પામવા માટે ઉત્તેજન આપ્યું. સાબ્બાથશાળાના એક શિક્ષકે મુડી સાહેબને ખ્રિસ્તની પાસે આણ્યો અને ત્યારબાદ મુડી સાહેબ પોતાની જીંદગીમાં લગભગ લાખ આત્માઓને ખ્રીસ્તની પાસે લાવી શકયા. તિલક નામના મશહુર મરાઠી ખ્રીસ્તી કવિને એક અજાણ્યા મનુષ્યની મારફતે ખ્રીસ્ત પાસે લાવવામાં આવ્યો હતો. તેની જીંદગીના અણીના પ્રસંગમાં એક વખતે જ્યારે તે રેલગાડીના ઇન્ટિર ક્લાસના ડબામાં મુસાફરી કરવાને બેસવા જતો હતો ત્યારે એક અજાણ્યા યુરોપીઅને ઘણીજ મમતાથી તેનો આવકાર કરી પોતાની પાસે બેસવાની જગ્યા તેને આપી. ત્યારબાદ તેઓ નવા કરારમાંની બાબતો સંબંધી વાતો કરવા મંડી પડયા. વાતચીત ઉપરથી સાહેબને માલમ પડયું કે, ખરેખર તિલકને અજવાળું પ્રાપ્ત થયું છે. તે સાહેબે ભવિષ્ય ભાખ્યું કે બે વરસની અંદર તમે ખ્રીસ્તને પ્રગટ રીતે કબૂલ કરશો. પહેલાં તો તિલકને એ વાત માની શકાય નહિ એવી લાગી, પણ બે વરસની અંદર તો તે એક ધર્મચુસ્ત અને ખરા ખ્રીસ્તી બની ગયા.

થોડાજ વખત ઉપર એક રેલ્વે ડબામાં બાર ખ્રીસ્તી આગેવાન કામદારો મુસાફરી કરતા હતા. તે બારેને પૂછવામાં આવ્યું કે, તમે કેવી રીતે ખ્રીસ્તી થયા? એક સિવાય બાકીના દરેક જણને અમુક માણસની અસરથી યાને વાતચીતથી ખ્રીસ્ત પાસે લાવવામાં આવ્યો હતો.

**શાસ્ત્રવાંચન:**—દાની. ૧૨; ૩. લુક ૧૮; ૩૭-૪૩. માર્ક ૨; ૧૪, ૧૫.

સૂચના :—તે…તેની પાછળ ચાલ્યો…તેઓ તેની પાછળ ચાલ્યા."

**ઉપાસના:**—ઓ મનુષ્યોને તારી પાસે લાવનાર, તું મને પણ બીજાઓને તારી પાસે લાવવામાં મદદ કર. યુગોના યુગથી જે સુવાર્તાનું કામ બીજાઓ કરતા આવ્યા છે તે મારાથી બંધ ન થાય તેને માટે મારી મદદ કર. જેવી રીતે બીજાઓ પોતાના ખ્રીસ્તી તેડાને વળગી રહ્યા છે તેવીજ રીતે આકાશી દર્શનનો અનાદર ન કરવાને માટે મારી પણ મદદ કર. જેમ બીજાઓની મારફતે કંઇ પણ આત્મિક લાભ પામવાની હું રાહ જોઉં છું તેવીજ રીતે બીજાઓ મારી મારફતે કંઇ આત્મિક લાભ પામે તેને સારૂ તેઓ રાહ જોઇ રહ્યા હશે. કોઇને પણ આજેજ તારી પાસે લાવવાને મને મદદ કર. તેના પવિત્ર નામમાં માગું છું. આમેન.

### પ્રકરણ ૪.

## મારાં સાધનો કયાં કયાં છે?

૧. **મૈત્રી:**—મિત્ર મેળવવાની શક્તિ તે તો એક ઉત્તમ લક્ષણ છે; કારણ કે મનુષ્ય ઉપર સૌથી ઉંડી છાપ જે પડે છે તે તો માણસના મિત્રો તરફથી છે. કોઇ એક વિદ્વાને કહ્યું છે કે, "સદ્‌વર્તન તો કોઇ માણસના સહવાસથીજ આવે છે, તે વિદ્યાલયમાં શીખી શકાતું નથી." કોઇએક જણે એક મહાન શખ્સને તેની જીંદગીની ફતેહનું રહસ્ય શું છે તે સંબંધી પૂછયું તો તેણે એવો જવાબ આપ્યો કે "મ્હારે એક મિત્ર હતો." આ ઉપરથી તમે જાણી ગયા હશો કે, તમારૂં મુખ્ય સાધન તે મૈત્રી છે અને તમારા સાથી મિત્રને ખ્રીસ્ત પાસે લાવવાને તેજ સાધન વાપરવાને વિલંબ કરશો નહિ.

૨. બીજું સાધન તે **પવિત્ર શાસ્ત્ર** છે:—પવિત્ર શાસ્ત્રનાં વચનોમાં ખરેખરૂં પરાક્રમ રહેલું છે. એક ડૉક્ટર જે ફક્ત નામનો ખ્રીસ્તી હતો તે હૉંગકૉંગ બંદર છોડવાની તૈયારીમાં હતો, તેવામાં એક સારા પારસી ખ્રીસ્તીએ તેને કહ્યું કે, "પહેલાં તમે દેવનું રાજ્ય તથા તેનું ન્યાયીપણું શોધો, અને બધાં વાનાં પણ તમને અપાશે." આ શબ્દો તો ડૉક્ટરના મનમાંજ રમી રહ્યા હતા, અને ખાસ કરીને તેજ શબ્દપ્રહારે તેનું પોતાનું સ્વાર્પણ કરવાને અને આત્મિક જીંદગી ગુજારવાને તેને દોર્યો. ખ્રીસ્તનાં જીવન પમાડનાર વચનોનો ઉપયોગ કરો.

૩. **પ્રાર્થના:**—તે તો બધાં સાધનોમાં સૌથી વધારે પરાક્રમી સાધન છે. પ્રાર્થના તે તો આત્મિક શક્તિનો પ્રવાહ વ્હેતો કરી આપે છે. કોઇ માણસ વિજળીના પ્રવાહના ઘર આગળ ઉભો રહી જેમ વિજળી પુરી પાડનાર કળને દબાવે છે અને તેથી કરીને શહેરના કોઇ અમુક ભાગને વિજળીની રોશની મળે છે તેજ પ્રમાણે પ્રાર્થના તે તો વિજળીરૂપી શક્તિ પુરી પાડનાર કળ છે; તેના વડે આપણે બીજા આત્માઓને માટે શક્તિનો પ્રવાહ ખુલ્લો મૂકી શકીએ છીએ. ચીન દેશના એક પ્રખ્યાત **ડીંગ લી મેઈ** નામના સાહેબ પાસે પ્રાર્થનાની એક મોટી ટીપ છે જે ટીપમાં આસરે એક હજાર કરતાં પણ વધારે નામો છે; અને આ સાહેબ જ્યાં કંઇ જાય છે ત્યાં તે ટીપ સાથેજ રાખે છે, અને મનમાં આવે

છે ત્યારે નામવાર અમુક અમુક વ્યક્તિને માટે ખાસ પ્રાર્થના કરે છે. કોઇએકે કહ્યું છે કે, હાલમાં ચીન દેશમાં વિદ્યાર્થી સ્વયંસેવકોની જે ચળવળ ચાલી રહેલી છે તે તો આ પ્રાર્થનાવાદી શખ્સની પ્રાર્થનાનું પરિણામ છે; તેથી તમે પણ પ્રાર્થના કરો.

૪. **જીવતો ખ્રીસ્ત**:—તમારે ખ્રીસ્તને માટે કામ કરવાનું છે એમ નહિ, પણ તમારે તો ખ્રીસ્તની સાથે રહી કામ કરવાનું છે. આતુરતાથી ખ્રીસ્તને નામે જ્યારે તમે વાત કરતા હશો ત્યારેજ ખ્રીસ્તના શબ્દો તમારા શબ્દોની સાથે ભળી જઇ વધારે અસરકારક નીવડશે. તમે જ્યારે કામ કરો ત્યારે પ્રભુ ઇસુને સાથે રાખીને કામ કરો. તમારી પોતાની શક્તિ ઉપરાંતનાં પણ કાર્યો તેની મારફતે સહેલાં અને સરળ થઇ પડશે, કારણ કે તે કાર્યો તેની શક્તિ ઉપરાંતનાં નથી. તેણે પોતે કહ્યું છે કે, "જુઓ, હું સદાસર્વકાળ સુધી તમારી સાથે છું."

**શાસ્ત્રવાંચન**:—૧ શમૂ. ૨૩; ૧૬: ૧૨; ૨૩. લુક ૨૨; ૩૧, ૩૨: ૧; ૩૭. ૨ કરીં. ૨; ૧૪: ૩; ૫. હેબ્રી. ૪; ૧૨.

**ઉપાસના**:—ઓ ખ્રીસ્ત, મારી આંખો ઉઘાડ, કે મારી આજુબાજુના પહાડો કે જે અગ્નિરથોથી તથા અગ્નિઘોડાથી ભરેલા છે તેમને હું જોઇ શકું. મારી પાસે જે સાધનો અત્યાર સુધી છે તે મારા જોવામાં આવ્યાં નથી. નાસીપાસ થયાને લીધે હું ડરી ગયો છું. અત્યાર સુધી તો હું એકલોજ ચાલું છું. મારી સાથે રહીને મારી બ્હીક દૂર કર. તું મારી પાસે હોવાથી મને હિંમત આવશે. તારા નામમાં માગું છું. આમેન.

## પ્રકરણ ૫.

# મારે કયી કયી અંગત તૈયારીઓની જરૂર છે?

૧. **યથાર્થ જીવન :**—કોઇ પણ મનુષ્ય જે જાણીતા પાપને છુપાવે છે, તે વ્યક્તિગત સુવાર્તાનું કામ કરી શકતો નથી. બીજાને મેળવવાના સ્વભાવથી અને શક્તિથી બોલવામાં જે કોઇ પાપ આપણને નડતરરૂપ હોય તેનું સમુળગું નિકંદન આપણે ખુશીથી કરવું જોઇએ. જો આપણા મ્હોંના શબ્દોનેજ આપણી પ્રેરકબુદ્ધિજ દોષિત ઠરાવતી હોય તો તેનું પરિણામ પણ તેવુંજ આવશે. વ્યક્તિગત કામ કરવાને કંઇ સાધુજ બની જવાનું નથી, પણ દરેક રીતે ઢોંગવિનાના તો હોવુંજ જોઇએ.

૨. **મનુષ્યોને માટે સ્વાભાવિક લાગણી :**—મનુષ્યોના આત્માઓને બ્હાવાને પ્રયત્ન કરવામાં ઘણા જણ ભૂલ કરે છે. ઇસુએ મનુષ્યના આત્માઓને ચાહ્યા એમ નહિ—પણ તેણે મનુષ્યોનેજ ચાહ્યા છે. એક વિધર્મી વિદ્યાર્થી ઇંગ્લાંડથી આવ્યા બાદ કહેવા લાગ્યો કે "ઇંગ્લાંડના લોકોએ જો મારા આત્માને ઓછો ચાહ્યો હોત અને મને પોતાને જરા વધારે ચાહ્યો હોત તો હું ખરેખર અત્યારે ખ્રીસ્તી હોત." તો હવે સહાનુભૂતિથી દરેક વ્યક્તિ તરફ તથા તેમની જરૂરીઆતો તરફ વધુ લક્ષ આપો.

૩. **કામ કરવાની ઇચ્છા :**—"શક્તિ સંપાદન કરવાની ઇચ્છા," એ વિષે આપણે લડાઇ પહેલાં જર્મની દેશને લગતી વાતોમાં ઘણીએ વખત સાંભળ્યું છે. "સુવાર્તાનું કામ કરવાની ઇચ્છા" એ સૂત્રને આપણે અગ્રપદ આપીએ, એટલે કે તે આપણી ભાવના અને મનનેજ કબજામાં લે એટલુંજ નહિ પણ આપણી ઇચ્છાઓને પણ કબજામાં લે. જેને કામ કરવાનું મન છે તેને કામ કરવાના જોઈએ તેટલા પ્રસંગો છે.

૫. **પવિત્ર આત્માથી ભરપૂર થવું :**—ઇસુએ પોતાના શિષ્યોને આજ્ઞા આપી હતી કે, જ્યાં સુધી પવિત્ર આત્મા તમને મળે નહિ ત્યાં સુધી યરૂશાલેમમાંજ રહેજો. શિષ્યોની સામે તે વખતે જે મોટી મુશ્કેલીઓ હતી અને જે ખાસ જરૂરીઆતો હતી તે આપણને નડનારી મુશ્કેલીઓ કરતાં કંઈ વિશેષ નહોતી. પણ જેવી આજે છે તેવીજ બાબતો તેમની સામે હતી. પચાસમાનો દિવસ તે કંઇ ખાસ પ્રસંગને માટેજ નહોતો, તે તો દરેક પ્રસંગને

માટે આવશ્યક છે. પોતાનું જીવન પવિત્ર આત્માથી ભરપૂર થયા વિના કોઇ પણ માણસે કદી પણ કોઇ મહાન કાર્ય કર્યુંજ નથી. જ્યારે ઇસુએ કહ્યું કે, "તમે પવિત્ર આત્મા પામો," ત્યારે તેથી એમ સમજવાનું છે કે "પવિત્ર આત્મા લો." તમારી જીંદગીમાં પવિત્ર આત્માથી ભરપૂર થવાને માટે તમારૂં પોતાનું સ્વાર્પણ કરવાનું છે. પવિત્ર આત્માથી ભરપૂર થવું એ તો તમારો ખાસ હક છે એમ સમજો. પ્રાર્થના મારફતે તેને મેળવી લો—પ્રભુનું તે દાન તમારે સારૂ છે.

**શાસ્ત્રવાંચન:**—ગીત. ૫૧; ૧૦-૧૩: ૧૫. ૧ થેસ્સા. ૪; ૮. પ્રે. કૃ. ૨૧; ૧૩, ૧૪: ૧૯; ૨: ૧; ૮.

**ઉપાસના:**—ઓ મારી જીંદગીના સ્વામી, દરેક ગુપ્ત પાપોથી ધોઇને મને શુદ્ધ કર. મારા શબ્દો સત્ય ને ઢોંગરહિત છે એમ મારા સાંભળનારાઓને હમેશાં ખાતરી થાય. મનુષ્યો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવાને માટે મને સહાય કરજે. સુવાર્તાનું કામ કરવાને માટે મારામાં દૃઢ ઇચ્છા ઉત્પન્ન કર. મારી જીંદગીની દરેક વાતમાં પવિત્ર આત્માજ પોતાનો અમલ ચલાવે. તે મારા હૃદયમાં હમેશાં હાજર રહે. તેનાજ નામમાં માગું છું. આમેન.

## પ્રકરણ ૬.

## મારે તે ક્યારે કરવું જોઇએ?

૧. **તમારા રોજીંદા કામની વચમાંજ તે કરો.** કોઇએકે કહ્યું છે કે, "દરરોજનાં સાધારણ કામમાં સુવાર્તા પ્રગટ કરો." અમુક અમુક કામ રોજ કરવાનાં હશે. જેમકે તમારે નિશાળે, ઑફીસે, અને બજારહાટે જવાનું હશે, અને એજ પ્રમાણે દરરોજની ઘણીએ ફરજો અદા કરવાની હશે. અલબત આવાં બધાં કામ અગત્યનાં છે; તો પણ તેમાંનાં દરેક પ્રસંગે તમે કોઇ ને કોઇ પણ વ્યક્તિને મળો છો. આવા મેળાપના સમયેજ તમે સુવાર્તા પ્રગટ કરો. એક વખતે એક નિશાળના હેડમાસ્તરે લેખકને કહ્યું કે, "સુવાર્તાનું કામ કરવાને માટે મને ફુરસદ મળતી નથી." તેને મેં પૂછ્યું કે શું બીજા કોઇ લોકો તમારી ઑફીસમાં આવે છે? તેણે પ્રત્યુત્તર વાળ્યો કે, "હા, તેજ તો મોટી મુશ્કેલી છે; એટલા બધા માણસો ઑફીસમાં આવે છે કે સુવાર્તાના કામને માટે મને ફુરસદ મળતી નથી." તેને ફરીથી મેં પૂછ્યું કે, જે મનુષ્યો તમારી ઑફીસમાં આવે છે તેઓને પોતાના દુઃખમાંથી કે પાપમાંથી કે એવીજ બીજી કોઇ અડચણમાંથી મુક્ત થવાની ઇચ્છા નહિ હોય? તેઓની ભિન્ન ભિન્ન અગત્યો તમે પૂરી પાડી શકો, ને તે કામ ખાસ કરીને તમારી ઑફીસમાંજ કરી શકો છો. આ સાંભળીને મારા મિત્રે એ મારી સૂચનાને ઘણા આનંદથી વધાવી લીધી, ને તે રીતે કામ કરવાનો તેણે નિશ્ચય કર્યો. તે કામ અમુક અઠવાડીઆં અને મહીનાઓ સુધીજ કર્યા કરવું એ કાંઇ ઇચ્છવા જોગ નથી. તે તો જીંદગીની દરેક પળનું કામ છે, એમ સમજવું જોઇએ.

૨. **"હમણાં ને હમણાં"**ના સમાન કોઇ પણ બીજો ઉત્તમ વખત નથી. વિલંબ કરવામાં આપણે ઘણીજ મૂર્ખાઇ કરીએ છીએ. કાર્ય જેટલું વધારે કરશો તેટલુંજ વધારે કરવાની તમારી ઇચ્છા થશે. કાર્ય જેટલા થોડા પ્રમાણમાં કરશો તેટલાજ થોડા પ્રમાણમાં તે કરવાને તમે લલચાશો, અને કોઇ પણ કાર્ય કરવાને જેમ જેમ ઢીલ કરતા જશો તેમ તેમ તે વધારે મુશ્કેલ થતું જશે. 'એક કાગળ લખવાનો હોય તો તે હમણાં ને હમણાં લખો.' તમારા મિત્રની સાથે વાતચીત કરવાની હોય તો તે હમણાંજ કરો. ઇગ્લાંડમાં ચૅરીંગટન કરીને એક કલાલનો છોકરો હતો. તે અને તેનો એક ખ્રીસ્તી મિત્ર એક વખતે યુરોપની મુસાફરીએ નીકળ્યા મુસાફરી પૂરી

થયા બાદ જ્યારે તેઓ પાછા ઘેર આવ્યા ત્યારે પેલા ખ્રીસ્તી છોકરાએ ચૅરીંગટન ઉપર એક પત્ર લખતાં જણાવ્યું કે, "હું પોતે ખ્રીસ્તી હોવા છતાં મેં તને ખ્રીસ્તી થવા સંબંધી એક શબ્દ પણ કહ્યો નથી, જેથી મને ઘણી શરમ લાગે છે. પણ હું ઇચ્છું છું કે, તું ખ્રીસ્તનો ખરો અનુયાયી થાય." આ પત્રથી ચૅરીંગટનને તો ઘણોજ ગુસ્સો ચઢયો, પણ આખરે તો તે ખ્રીસ્તી થવાના નિર્ણય ઉપર આવ્યો. પોતાના બાપ તરફથી જે કંઈ તેને વારસો મળવાનો હતો તે ઉપરનો પોતાનો હક તેણે છોડી દીધો; અને લંડન શહેરમાંના ખ્રીસ્તી ઉપદેશકોમાં તે એક પ્રખ્યાત ઉપદેશક થઇ ગયો. તમારા મિત્રની સાથે ખ્રીસ્ત સંબંધી કંઈ વાત કરવાનો વિચાર તમે કરતા હો તો તે તમે હમણાં ને હમણાંજ કેમ કરતા નથી?

**શાસ્ત્રવાંચન**:—યોહાન ૪; ૨૭-૪૨. હેબ્રી. ૨; ૩. ફિલિપી. ૧; ૧૨, ૧૩. ૨ કરીં. ૬; ૨.

**ઉપાસના**:—ઓ ખ્રીસ્ત, કે જે દરેક ઘડીનું કામ તેજ ઘડીએ કરનાર હતો, તથા જેટલાં તારી પાસે આવ્યાં હતાં તેમાંના દરેકનું ભલું કર્યું હતું; તે તું મારા રોજીંદા કામની દરેક પળમાં અને મારા સંબંધમાં આવતી દરેક વ્યક્તિને તારી પાસે લાવવાને મને મદદ કર. કોઇ પણ કાર્ય કરવાનું હોય તો તે હમણાંજ કરવાને મને મદદ કર. સારૂં કામ કરવાને હું ભવિષ્યના વખત પર આધાર ન રાખું માટે મને મદદ કર. પવિત્ર આત્માના પરાક્રમ વડે ને ખ્રીસ્તની પ્રીતિના વિચાર હૃદયમાં રાખીને સુવાર્તા પ્રગટ કરવાને હમણાંજ હું તૈયાર થાઉં. તારે નામે માગું છું. આમેન.

## પ્રકરણ ૭.

## જો હું તે કરૂં તો પરિણામ કેવાં આવશે?

૧. **તમે કદાચ ભૂલો કરશો** :—ભૂલ થાય તેમાં કંઈ નવાઈ નથી; ઘણી વખતે તે આવશ્યક છે. આપણે જે ભૂલો કરીએ છીએ તેમનાં પરિણામ ઘણી વખતે બહુ સારાં આવે છે. વ્યક્તિગત્ કામ કરતાં મેં તો ઘણી વાર ભૂલ કરી છે. પણ એ ભૂલો તો આશીર્વાદરૂપ નીવડી છે; ને એવી ભૂલોથીજ ઘણા માણસોને હું પ્રીસ્તની પાસે લાવી શક્યો છું. "જે ભૂલ કરતો નથી તે બીજું કંઇ પણ કરી શકતો નથી." એક વખતે એક સાધારણ ભોળા પ્રીસ્તીએ એક પ્રખ્યાત વકીલની સાથે વાત કરતાં કંઈક ભૂલ કરી હતી, પણ પાછળથી તે 'ભૂલે' કરીનેજ તે વકીલને પ્રીસ્તની પાસે લાવવામાં આવ્યો હતો. તમારી થતી ભૂલોથી તમે ઘણુંજ શીખી શકો છો, માટે ભૂલો થતી હોય તોપણ તેથી નાસીપાસ થશો નહિ.

૨. **કેટલાક લોકો તમને વિચિત્ર ધારશે**:—જગતની સાથે ભળી જવાને પ્રીસ્તે આપણને મોકલ્યા નથી; પણ તેને સુધારવાને મોકલ્યા છે. એક વખતે પ્રીસ્ત પોતાનાં સગાંસંબંધીઓથી ગાંડો-ઘેલો ગણાતો હતો, પણ આજે આખું જગત કબૂલ કરે છે કે, પ્રીસ્તને ગાંડો કહેનારાજ ગાંડા હતા; અને તે એકલોજ તો ખરેખરો ડાહ્યો હતો. માણસોને હરકોઇ રીતે પ્રીસ્તની પાસે લાવનાર તેજ ડાહ્યો છે.

૩. **કેટલીએક વખતે નાહિમ્મત થઈ જશો** :—ઇસુએ પોતે કહ્યું છે કે, એમ તો થશેજ. બી વાવનારના દૃષ્ટાંતમાં પ્રીસ્તે કહ્યું હતું કે, ફસલ મેળવવાના ચાર પ્રયત્નોમાંથી ત્રણ તો સમુળગા નિષ્ફળ નીવડયા. એવો પણ વખત આવશે કે જેઓને તમે પ્રીસ્તની પાસે લાવ્યા છો, તેઓની નબળાઈ જોઈ તમારા મનને ઘણો સંતાપ થશે; પણ યાદ રાખો કે, ઘણા પ્રકારની નિરાશામાં થઇને પણ કાર્ય ચલાવવાનું છે, અને એજ કામને સારૂ પ્રીસ્તે આપણને તેડયા છે.

૪. **તમે જે છાપ પાડશો તે કદિ ભુંસાઈ જશે નહિ** :— ઇસુએ કહ્યું કે, જેઓ સારી ભોંયમાં પડયાં તેઓએ ત્રીસગણાં, સાઠગણાં, અને સોગણાં ફળ આપ્યાં. ૩૦ગણાં એટલે સેંકડે ૩,૦૦૦, અને ૬૦ગણાં

એટલે સેંકડે ૬,૦૦૦, અને ૧૦૦ગણાં એટલે સેંકડે ૧૦,૦૦૦ ફળ મળ્યાં. આંદ્રિયાએ પીતરને ખ્રીસ્ત પાસે આણ્યો, અને પીતરે બીજાઓને ખ્રીસ્તની પાસે આણ્યા અને તેઓએ વળી બીજાઓને આણ્યા. પીતરે જે છાપ પાડી તે અત્યાર સુધી પણ નાબુદ થઇ ગઇ નથી. તમે તમારા મિત્રને ખ્રીસ્તની પાસે લાવશો, તમારો મિત્ર બીજાને લાવશે અને તમારા આકાશમાં ગયા પછી પણ એવીજ રીતે તમે શરૂ કરેલું કામ આગળ અને આગળ વૃદ્ધિ પામતું જશે.

**શાસ્ત્રવાંચન** :—ગલા. ૧ ; ૬ : ૩ ; ૧–૩. પ્રે. કૃ. ૨૬ ; ૨૪, ૨૫. ૧ કરીં. ૪ ; ૯–૧૩. માત્થી ૧૩ ; ૧–૮.

**ઉપાસના** :—ઓ ખ્રીસ્ત, હું જાણું છું કે, આ કામને માટે તેં મને તેડયો છે. તારી આજ્ઞા પાળવી એજ મારૂં કર્ત્તવ્ય છે ; પણ તેનું શું પરિણામ આવશે તે તો તારાજ હાથમાં છે. મારૂં કર્ત્તવ્ય આજ્ઞાપાલન કરવાનું છે ; અને મારા આજ્ઞાપાલનથી પરિણામ મેળવવાં એ તો તારૂંજ કામ છે. દેખીતી રીતે તો તું હારી ગયો હતો. વધસ્તંભ તે એક રીતે જોતાં હારની નિશાનીરૂપ બન્યો, પણ અમે તો તે તારા વધસ્તંભને ચાહીએ છીએ. કારણ કે તારા વધસ્તંભથીજ તારો ખરેખરો જય થયો! તારે કાજે બીજા આત્માઓને તારી પાસે લાવવાના પ્રયત્ન આદરતાં વધસ્તંભરૂપી જે કાંઇ પણ દુઃખ આવી પડે તો તે હિંમતથી ઉઠાવવાને માટે મને તારા જેવીજ પ્રીતિનો આત્મા આપ. તારાજ નામમાં માગું છું. આમેન.